સને ૧૯૨૪-૨૫ નો

# ભયંકર વર્તારો.

ભવિષ્ય વેત્તા:—

રશિયાના પ્રખ્યાત ખગોળવેત્તા—અહારીકી.
જર્મનીના એક વૃદ્ધ ભવિષ્યવેત્તા—એન્ટન જોનમન.
અમેરીકાના જાણીતા ભવિષ્યવેત્તા—(નામ નથી આપ્યું)
સુરતના જૈન યોગનિષ્ટ—શેઠ મંગળદાસ હેમચંદ.

પ્રથમ આવૃતિ ૨૦૦૦ દ્વિતિય આવૃતિ ૪૦૦૦

પ્રસિદ્ધ કર્તા—

વર્ધમાન એન્ડ સન્સ.

પાયધુની ટ્રામ જંકશન,
મુંબઈ નં. ૩

# દરબાર શ્રી ગોપાળદાસ

અથવા તો

# ગુજરાતનું નૂર.

...ધાપીઠ ગ્રંથાલય
...અમદાવાદ
...ની કૉંગ્રેસ ... સંગ્રહ

સુરતના કલ્યાણજીભાઈ મહેતાની કલમથી લખાયલું અને કાલેલકર કાકાની પ્રસ્તાવના સાથેનું રાયસાંકળી અને ઢસાના દરબાર શ્રી ગોપાળદાસનું સંપૂર્ણ જીવન વૃતાંત, તેમના પત્રો, લેખો, ભાષણો અને સરકાર સાથેનો સંપૂર્ણ પત્રવ્યવહાર અને કોર્ટમાં ચાલેલો મુકરદમો પણ સામેલ છે.

## સ્વરાજ્ય સીપાઇઓ અને દેશ સેવકોને

ખાસ સંગ્રહવા યોગ્ય એક અદભૂત ગ્રન્થ છે, સ્વદેશ અને સ્વમાનની વેદીપર પોતાની જાગીર હોમી ગુજરાતના નામને શોભાવ્યું છે. એમનો ત્યાગ વિરલ છે. એ ત્યાગ-મુર્ત્તિનું જીવનવૃતાંત્ત તથા એમનાં વીર પત્ની ભક્તિબાનો અવિભક્ત પ્રેમ અને દેશને ખાતર લીધેલી ફકીરીનો સંપૂર્ણ અહેવાલ છે તે જરૂર વાંચો. ક્રાઉન સાઇઝ. ૩૦૦ પૃષ્ઠ. કીંમત માત્ર રૂ. ૧-૦-૦ ટપાલ ખર્ચ અલગ.

**વર્ધમાન એન્ડ સન્સ. પાયધુની, મુંબઇ ૩.**

૩

# ભયંકર વર્તારો.

——(૦)——



આ વર્તારો બહાર પાડવાનો હેતુ એટલાજ પુરતો છે કે અમારા હસ્તક કેટલાએક ગુજરાતી ને તેમાયે રાષ્ટ્રીય (National) ન્યુસ પેપરની મુંબાઇ ખાતેની એજન્સીઓ છે, જેમાંના કેટલાક પેપરોમાં જુદા જુદા વિચિત્ર વર્તારાઓ પ્રસિદ્ધ થયા હતા જે માટે અમારા ગ્રાહકોની તે પેપરોની કોપીઓ માટે અનહદ માંગણીઓ થયા કરતી હતી તેથી એવા બધા વર્તારાઓ એકઠા કરી આ પેંફ્લેટ રૂપે રજુ કરવામાં આવે છે.

૧. ચાલુ વર્ષના પચાંગના આધારે—આ વર્ષની સક્રાંતિનું વાહન સીંહનું છે. તેથી જંગલ અને કિલ્લાઓમાં રહેનારાઓને દુ:ખ થાય, રાજાઓમાં લઢાઇના પ્રસંગથી રાજ્યક્રાંતીઓ—રાજ્યની ફેર બદલીઓ થાય. મોંઘવારી પુષ્કળ થાય. પશ્ચિમના રાજાઓમાં લડાઇ થાય. પ્રજા ધન અને ધાન્યથી દુ:ખી થાય. ધોળી વસ્તુઓ મોંઘી થાય ને ધોળી વસ્તુઓના વેપાર કરનાર દુ:ખી થાય. હથીઆર બનાવનારાઓ અને વેચનારાઓ પર ઘણું સંકટ આવી પડે. દૈવી સંપત્તિવાળા અને ધર્મિષ્ઠ દુ:ખી થાય. નાસ્તિક માણસો સુખી થાય. એકંદરે મેઘરાજા વરસાદ થોડો વર્ષાવે ને હીમ, તીડ, અગ્નિનો ભય. રાજાઓમાં લઢાઇ અને મોંઘવારી પુષ્કળ રહે

## કોઇ કહે છે કે સુર્યોદય થવામાં

# ઉષા અને અરૂણ.

## ની અગત્ય નથી.



એતો પુરાણુ સુત્ર છે. ઉષા અને અરૂણ જેવી સમાન અને દેશના દુઃખની લાગણીથી ભીના હૃદયવાળી વ્યક્તિઓ ઉદ્ભવશે ત્યારેજ ભારતનો ઉદય થશે. એ ઉદયનાં સુત્રો, એ ભાવવાહિ ચારિત્રો. એ દેશ દાઝના ઉંડા રહસ્યો, એ સમાજ-સેવાની ઉંડી ઝીણુવટો, એ અસહકારનાં છુ'ાં રહસ્યો જાણુવાનું શીખવા માગતાં હો તો જરૂર વાંચો.

# ઉષા અને અરૂણ આવશે

# ત્યારેજ સુર્યોદય થશે.

કી. રૂા. ૨-૦-૦ (ત્રીરંગી ચિત્રો સહિત પૃષ્ઠ ૩૬૦) પોષ્ટેજ જુદું.

વર્ધમાન એન્ડ સન્સ.

પાયધુની, મુંબાઇ નં. ૩.

૨ રૂશિયાના પ્રખ્યાત અંગોળવેત્તા અહા શૌકી, જેની ભવિષ્યવાણીઓ ખરી પડી છે તેનો એક વર્તારા એંગ્લા ઇન્ડીઅન પત્ર "મદ્રાસ મેલે" પ્રગટ કીધો હતો, ને જેનો અનુવાદ સૌરાષ્ટ્ર (રાણપુર) માં પ્રસિદ્ધ થયો હતો ને તેજ વર્તારા "વોઇસરૌયની મુંઝવણ" નામના પુસ્તકના પેઇજ ૬૫-૬૬ માં પ્રસિદ્ધ થયો હતો, જે નીચે પ્રમાણે છે,

સને ૧૯૨૪–૨૬ માં ફ્રાન્સ, ઇટલી, ઇજીપ્ત અને હિંદમાં જબરદસ્ત ઉથલપાથલ કરાવનારી ચળવળ ચાલુ થશે. સને ૧૯૨૪ ની અધવચમાં ઈંગ્લંડમાં બોલ્શેવિકો (મજુર પક્ષ) રાજ્ય ચલાવશે તા. ૨૬-૧૦-૨૪ને દિને મી. લોઇડ જ્યોર્જ, લોર્ડ કર્ઝન વિગેરે એક સ્ટીમરમાં ટેમ્સ નદી મારફતે ન્હાસીને રૂશિયામાં આશ્રય લેશે. હાલના ઈંગ્લંડના વર્તમાનપત્રો બધા બંધ થશે. મી. લોઇડ જ્યોર્જ પાસે થોડુંક જવાહીર અને પાંચસો પૌંડની નોટો સિવાય કશું રહેશે નહીં. તેમને ઈંગ્લંડ છોડી જવાની ત્રણ દિવસની નોટીસ આપવામાં આવશે. કોન્સ્ટેન્ટીનોપલ આગળ તુર્ક લોકો તેમને પોતાના કિનારા પર ઉતરવા દેશે નહીં. ઠેક ઠેકાણે તુર્કો તેમની સ્ટીમરને ડુબાવી દેવા પ્રયત્નો કરશે. તા. ૩ જી નવેમ્બરે તેઓ ઓડેસા પહોંચશે. ત્યાં બોલ્શેવિકો તેમને ત્રણ દિવસ સુધી ક્વોરેન્ટાઇનમાં રાખીને શહેરમાં જવાની રજા આપશે. એમની પાસે કશો ખોરાક હશે નહીં. તેથી મી. લોઇડ જ્યોર્જ પોતાની નોટો વટાવવા માંગશે, પરંતુ કોઈ તે સ્વીકારશે નહીં; અને પાંચસો પૌંડની નોટોના બદલામાં એક સીગારેટની પેટી સરખી પણ મળશે નહીં. ઇટાલીના હાલના

## ગુજરાતી આલમમાં એકે અવાજે વખણા-યલી ચાલુ સંસારિક વાર્તા મી. શયદાકૃત

# અમીના.



હિન્દુ અને મુસ્લીમ સંસારના અનેક બનાવો પર અજવાળું પાડતી, વાચકને ભીન્ન ભીન્ન રસથી મુગ્ધ કરતી અને કાંઈ નવાજ રંગતરંગમાં ખેંચી જનારી આ એકજ નોવેલ છે.

મુંબઇ સમાચારમાં આઠ માસ સુધી ચાલુ વાર્તા તરીકે આવી હતી. ને તે પેપરના ગ્રાહકોની અનહદ માંગણીને લઇને પુસ્તક રૂપે પ્રસિદ્ધ કીધી છે, જેનાં જાહેર પેપરો અને માસીકોએ મુક્ત કંઠે વખાણ કીધાં છે.

૭૨૦ પાનાનું દળદાર પુસ્તક, સોનેરી નામ અને કપડાનું પાકું બાઈન્ડીંગ કીં. રૂા. ૩-૮-૦ ટપાલ ખર્ચ અલગ.

ઘટાડેલી કીંમત રૂ. ૩.

**વર્ધમાન એન્ડ સન્સ.**

પાયધુની, મુંબઇ નં. ૩.

જશે પ્રધાન કાઉન્ટ સ્ફોર્ઝા ઇટાલીથી ન્હાસી હિંદ વગેરે પૂર્વના દેશોમાં રખડી ને ઓડેસા પહોંચશે. તેમને પણ રૂશીયન સરકારના હુકમથી ક્વોરેન્ટાઇનમાં રાખવામાં આવશે.

વિલાયતમાં નોટોનો ભાવ એવો ગબડશે, કે એક સોનાના પૌંડના બદલામાં પાંચ લાખ પૌંડની નોટો મળી શકશે.

લોર્ડ કર્ઝન નાસીને ગ્રીનલેન્ડના વેરાન ટાપુમાં આશ્રય લેશે, જ્યાંથી તે પોતાના દુઃખોનો હેવાલ લખી મી. લોઇડ જ્યોર્જ પોતાને માટે રૂશીયામાં કંઇક સગવડ કરી આપવા વિનંતિ કરશે. મી, લોઇડ જ્યોર્જ જે રૂશીયન બનીને ત્યાં રહેતો હશે, તેને ત્યાં પોતાના ભત્રીજા તરીકે લોર્ડ કર્ઝનને રાખવાની વ્યવસ્થા કરશે.

૨ જર્મનીનો એંટન જોન્મન નામના એક વૃદ્ધ ભવિષ્ય વેત્તા શેઠ છે. તેમણે મહાયુદ્ધ શરૂ થયા પહેલાં જર્મનીનું ઇશારા પૂર્વક ભવિષ્ય ભાખેલું હતું તે ખરૂં પડયું છે. બેલ્જીઅમ દેશ કાંટા સરખા પગમાં લાગશે માટે જર્મનીએ યુધ્ધ માં પડવું નહિ. તેણે જગા સંબધી કરેલી નવીન આગાહી વધારે ભયંકર છે. મોટા યુધ્ધ થયા બાદ અમેરીકાનો સંબંધ જુદો થશે પછી ૩૦ વરસ સુધી અમેરીકામાં પાંચ મહાયુધ્ધ થવાં જોઇએ. તેમાં જાહવાસ્ગલીના જેવો પ્રસંગ છે. ઇંગ્લાંડ અને હિંદુસ્થાનને ૧૯૨૫ ની સાલમાં યુધ્ધ જેવો પ્રસંગ બને; તેનો આરંભ ઉત્તર–હિંદુસ્થાનના ઉપરના ભાગમાં બને. પર-

૯

# રેખા દર્શન.

અપ્રસિધ્ધ ઘણાજ જુના હસ્ત લીખીત ગ્રન્થોમાંથી સંશોધન કરી પ્રજા હિતાર્થે સરળ અને સાદી ભાષામાં હાથ, પગ અને જુદા જુદા અવયવોનાં ચિન્હો રેખાઓ અને લક્ષણોનાં ભેદો અને તેનાં ફળ બતાવનારો ગ્રંથ રેખા દર્શન નામે તૈયાર કર્યો છે.

પુસ્તકમાં હસ્તરેખા, પગનાં ચિન્હો, નાની મોટી આંગળીઓના ભેદ, કપાળપરની રેખાઓ, લક્ષણો વિગેરે શરીરનાં જુદાં જુદાં અવયવોનાં ચિન્હોનું ફળ શું છે, તેવાં ચિન્હો લાભ કર્તા છે કે હાની કર્તા છે તે બાબત પર વિસ્તાર પૂર્વક વિવેચન કરેલ છે.

આયુષ્ય, ધન, યશ, રોગ સંપત્તિ સંતતિ, બેન, ભાઇઓનો સંજોગ કેવો છે સગાં વહાલાં અને પુત્ર પુત્રાદિકનો મેળાપ અને ઘટના કેવા પ્રકારની છે તે બાબત પર પુરતી સમજ આપેલી છે.

## રેખા દર્શનનો.

બરોબર અભ્યાસ કરનાર પોતે પોતાનું ભૂત ભાવી અને વર્તમાન ફળને સહેલાઇથી જાણી શકે છે.

પાકું જીલ્દ બાઇન્ડીંગ કીં. રૂ. ૧ ટપાલ ખર્ચ અલગ

**વર્ધમાન એન્ડ સન્સ—મુંબઇ નાં. ૩**

દેશીઓને સમુદ્રનો આશ્રય લેવો પડે; આ યુદ્ધમાં રાા કરોડ આદમનો નાશ થાય. આ યુદ્ધપ્રસંગના વધુ બનાવો કલકત્તા દીલ્હી વિગેરે શહેરોમાં બને; સન ૧૯૩૦ ની સાલમાં ફ્રાન્સ અને સ્પેનમાં મહા યુદ્ધ થશે. જર્મનીના પરસ્પર કલહથી ને રાજ્યક્રાંતિથી ઉલટા સુલટી કેટલીક ચીણગારીઓ ઉડ્યા કરશે અને સંગ્રામ ચાલશે. આવી યાદવાસ્થલી સને ૧૯૩૩ પર્યંત ચાલશે. ત્યારબાદ ફરીથી જર્મની સ્થિર થઇ શકશે.

સ્વરાજ્ય તા. ૧૮ જાનેવારી ૧૯૨૪. જ્યોતિર્માલા.)

મુંબઇ જયોતિષ—ચંદ્રોદય—શ્રાવણ

૪ અલ્હાબાદ તા૦ ૬ જાનેવારી અભ્યુદય પત્રમાં એક અમેરિકન ભવિષ્ય વેતાએ સને ૧૮૪૬ ની સાલમાં તૈયાર કરેલા એક ભવિષ્યની આગાહી પ્રસિદ્ધ કરી છે. તેમાં એવો સારાંશ છે કે—સને ૧૮૬૧ ની સાલથી ૬૩ મા વર્ષમાં એટલે સને ૧૯૨૪ ની સાલમાં યુરોપ, એશીઆ, હિંદુસ્થાન વિગેરે ઠેકાણે મ્હોટી ક્રાંતિકારક ગરબડ થવી જોઇએ, ફ્રાન્સ મધ્યે ગયા સૈકા પહેલાં જેવી રાજયક્રાંતિ થઇ હતી તેના કરતાં સને ૧૯૨૪ માં વધારે મોટી ક્રાંતિ—રાજયક્રાંતિ થવી જોઇએ. પરશીઆની સરકાર આપણી પ્રજાનું રક્ષણ કરશે. જર્મની, રૂશીઆ, તુર્કી અને બેલજીઅમ વિગેરે એક થઇ જશે, સ્પેન નિર્બલ બનવાથી ઇટાલીના તાબામાં જશે, આસ્ટ્રીઆના ટુકડે ટુકડા થશે. તુર્કસ્તાનમા તુર્કીરાજ્ય કાયમ થશે. આયર્લાંડમાં સ્વતંત્રતાની વૃદ્ધિ થશે. કાનડા અમેરીકામાં જોડાશે. ચીનમાં ભયંકર ત્રાસ વધશે. ત્યાંથી એક મોટો જબરજસ્ત સમર્થ દેશ 'બનશે. જાપાન

# નૈવેદ્ય.

## (કવિવર રવિન્દ્રનાથ ટાગોરની ગાથા.)

એમની ભાવનાઓ કેવી ગંભીર, વીશાળ અને ગજબ ગામીની છે. એનો પાર તો એમની સમસ્ત વાણીનો પરિચય પામ્યેજ પમાય. છતાં એ ભક્તવાણીના રણકારાને અનુવાદક શ્રી નૃસિંહભાઈએ ગુજરાતીભાષામાં ઉતાર્યો છે. જેમાં એકસો નિવ પાઠોનો સમાવેશ કીધો છે.

દરેક ગુજરાતીના ઘરમાં જરૂર આ પુસ્તકની પ્રત હોવીજ જોઇએ એવું જાહેર પત્રકારો ખાસ ભાર દઇ જણાવે છે.

પુજાની ટબપર બંધાયલી આ અવનવીજ ચોપડી છે.

**કીંમત બાર આના. ટપાલ ખર્ચ અલગ.**

## મહામા ગાંધીજીને પુષ્પાંજલી.

મહાત્મા ગાંધીજીના છુટકારાના પુન્ય નીમીતે પુષ્પાંજલી અર્પણ કરવામાં આવી છે. બત્રીસ વર્સીસ કાવ્યોનો અખુટ. ઝરો સીત્તેર પાનામાં ધોધબંધ વહ્યો જાય છે. જેની લીટીએ લીટીએ માતૃભૂમિની દીનદશાનું દર્દ સ્વદેશાભીમાનનો જુસ્સો અને બોધ તરી આવે છે. કાવ્યની અસર હૃદયપર સારી કરે છે.

**કીંમત આઠ આના.**

બંને સાથે મંગાવનારને વી. પી. પોષ્ટેજ માફ.

**વર્ધમાન એન્ડ સન્સ, મુંબઇ નં. ૩.**

૧૫૯૨૬



વિગેરે બીજા નાનાં નાનાં રાજ્યોનું જોડાવું થશે. હિંદુસ્થાન સ્વતંત્ર થશે. આસ્ટ્રેલીઆ ઉપર પોતાની સત્તા જામશે. અને એવો એક મહાન પુરૂષ પેદા થશે કે ગૌતમ બુદ્ધ, ક્રાઇસ્ટ, મહમદ વિગેરે કરતાં વધારે સમર્થ હશે. તે પ્રેમ પૂર્વક ઐક્યતા વધારશે. તે એકલા પોતાના મજબુત્ત કાર્યનો આરંભ કરી જનસમુદાયને અનુયાયી કરશે. તે પુરૂષ શાંતિનો અવતાર લેખાશે આ ભવિષ્ય સને ૧૮૪૬ માં વર્તેલું છે. સને ૧૮૬૧ થી ૬૩ મા વરસમાં આ બનાવ પામશે એવો અભિપ્રાય છે.

૫ સુરતથી જૈન ગોગનીષ્ઠ શા. મંગળદાસ હેમચંદ પરોપકારી નીચે પ્રમાણે જણાવે છે:—

સને ૧૯૨૪ માં યુરોપ આદી ચારે ખંડોમાં મહાન ચાહવાસ્થળી જાગશે.

બ્રીટીશ સરકાર વીરૂદ્ધ તેમના કેટલાક મીત્રરાજ્યો તેમજ દુનીયાના ઘણા રાજ્યો પડશે. અને અંદર અંદર ફાટફુટ પડી મહાયુધ્ધ જાગશે, અને તેથી હજારો માણસોનો નાશ થશે.

હીંદુસ્થાનની ની:શસ્ત્ર પ્રજાને ભારે જોખમો ખેડવાં પડશે. ધાડ, લુટ, આગ, વરસાદ રોગ વગેરે કારણોથી મહા દુ:ખ વેઠવાં પડશે. દેશી રાજ્યો પોતાની પ્રજાને બહુ ત્રાસ આપશે. અને તેથી પ્રજામાં અસંતોષ ફેલાશે, જેથી પ્રજા રાજાની સામે ખળભળાટ મચાવશે સને ૧૯૨૪ ની શરૂઆત પછી લગભગ પંચમહાલ જીલ્લામાં બંડ જાગશે અને અસહકારીઓ:

## ભારતની ચઢતી અને પડતી દશાઓ

### બતાવતું કાવ્યમય પુસ્તક.

# જય ભારતી.



વીસમી સદી (માસીક) અને સંસાર નૌકા (નાટક)થી જાણીતાં થયેલાં મી. શયદાની કલમથી લખાયલું સુંદર પુસ્તક છે. પુસ્તકમાં બધાં મળી ૧૨૨ રસમય-કાવ્યો છે. જેમાં ભારતની ચડતી, પડતીનું હૃદયદ્રાવક ચિત્ર આલેખાયું છે. આપણે કોણ હતાં? આપણા પૂર્વજો કેવાં હતાં? આપણું બાહુબળ, બુદ્ધિ, સામર્થ્ય, વગેરે સંપત્તિનાં અખુટ સાધનો, અને આ કંચન સમા દેશની જાહોજલાલી, સીનેમાની ફીલ્મની માફક દૃષ્ટિ આગળ દોડતી જણાય છે. તેમજ હાલની આ અધમ દશા કેમ થઇ અને એ બધું ચિત્ર સ્વપ્નવત કેમ થઇ ગયું છે, અને તેમાંથી મૂક્ત થવા માટે કેવો યજ્ઞ સમારંભ આદરવો જોઇએ. એ આ પુસ્તક બતાવે છે.

કીં. રૂા. ૧-૪-૦ ઘટાડેલી કીંમત દસ આના.

**વર્ધમાન એન્ડ સન્સ.**

પાયધુની, મુંબઇ નં. ૩.

ના હાથથી મહાત્મા ગાંધીજી જેલથી મુક્ત થશે. મહાત્મા ગાંધીજીનો અહીંસાત્મક અસહકાર લોકો છોડી દેશે.

સને ૧૯૨૪ ના સપટેમ્બર મહીનાંથી આખી દુનીઆ યુધ્ધના વાદળતળે ઘેરાશે. અને હીંદમાં પણ યુધ્ધ જેવું જાગશે. બંગાળા, મહારાષ્ટ્ર પંજાબ અને ગુજરાત ઉપર વાદળી ઘેરાશે. કાઠીયાવાડ, ચરોતર જીલ્લો પણ બહાર પડશે. અક્ટોબર માસમાં હીંદના કેટલાક બંદરોવાળા શહેરોનો કેટલોક ભાગ નાશ થશે. હીંદના ભારે બળવામાં ભાગ લેવા નવેમ્બર માસમાં અમુક સરકાર હીંદની વ્હારે ચઢી આવશે. જેથી બ્રીટીશ સરકાર કદાચ ભયમાં આવી પડશે. વળી એ અરસામાં ગુજરાતમાંથી ભીલો તથા તીરકામઠાંવાળા વીચીત્ર પાઠ ભજવશે, તેમ કેટલાક ગુપ્ત રહેલાં યોગીઓ તેમ મહાત્માઓ હિંદની વ્હારે થશે. આવા કેટલાક સબળ સબબોને લીધે બ્રીટીશ સરકાર સુલેહ કરશે, અને સ્વરાજ્ય આપવામાં ઘણી મોટી છુટો આપશે. દરેક વ્યાપાર રોજગાર ભયમાં આવી પડશે, અને મોટે ભાગે ઘણા લોકો દેવાળા કાઢશે, મીલો, જીનો, કારખાના વગેરે નુકશાનમાં આવશે. સાધુઓ, સંન્યાસીઓ, બાવાઓ, જોગીઓ, ફકીરો, ભીખારીઓ વગેરેને ટુકડા રોટલાના પણ ફાંફાં પડશે. વળી તેઓનામાં રહેલો માન મરતબો પણ નાશ પામશે. પરદેશી માલની ભરેલી વખારો કુદરતી રીતે નાશ પામશે. કેટલીક બેંકો, કંપનીઓ ધરમના સ્થાનની ત્રીજોરીઓ તણીઆ ઝાટક થશે. સ્ત્રીઓના માથે ઘણું સંકટ પડશે. છેવટે હીંદને સંપૂર્ણ સ્વરાજ્ય સને ૧૯૨૫ના માર્ચ માસમાં મળશે. સને ૧૯૨૪ના મે. માસમાં

## સ્ત્રીઓને માટે અતિ સસ્તુ સાહિત્ય !

## પત્ની, પુત્રી, ભગિની, પુત્રવધુ અને મિત્રની પત્નીને અવશ્ય વંચાવો.

# સીતા દેવી.



સતી સીતાનું પવિત્ર ચરિત્ર, ૧૪ રંગીન ચિત્રો, એન્ટીક સુદર કાગળ, સોનેરી નામ સહિત પાકુ બાઇન્ડીંગ, સ્વચ્છ છાપ–પ્રગટ થયું છે. પૃષ્ઠ ૩૨૫ મુલ્ય રૂા. ૨–૮–૦ પોસ્ટેજ માફ પ્રત્યેક ઘરમાં પ્રત્યેક નારીરત્નના કરકમળમાં આ બોધક, શિખણીય ગ્રથ રહેવો જોઇએ. સરળ ભાષામાં, નવલકથાની શૈલીમાં લખાયો છે. યુવાન બાલિકાઓને બહુજ ઉપયોગી છે.

બીજું પુસ્તક સાતદમયંતિ જે પણ ઉપરની શૈલીમાં લખાયું છે તે પણ સ્ત્રી ઉપયોગી પુસ્તક છે.

કીંમત માત્ર સાત આના.

બંને સાથે લેનારને રૂા. ૩–૦–૦ વિ. પી. પોષ્ટેજ માફ.

**વર્ધમાન એન્ડ સન્સ.**

પાયધુની મુંબઇ નં. ૩.

ચમત્કાર જેવી શક્તિવાળા એટલે દૈવિક શક્તીવાળો એક માણસ બહાર પડશે.

સને ૧૯૨૪ ના એપ્રીલ–મે માસમાં પવન ઘણોજ ફુંકાશે તેમ આગની ઉત્પતી પણ ઘણી થશે. સને ૧૯૨૪ ના જાનેવારી અને ફેબ્રુવારી માસમાં કેટલાક માવઠાં થશે. અને જીવજંતુના, બરફના કરાંના અનાજના દાણા જેવા વીચીત્ર પ્રકારના વરસાદ થશે. વરસાદ કેટલીક જગ્યાએ, ચોમાસામાં મુદલે થશે નહી અને કેટલીક જગ્યાએ સામટો થશે પણ એક બે દિવસજ. એટલે આ વરસમાં ચોમાસુ દેશમાં મોટા ભાગે નિષ્ફળ જશે, અને તેથી દુકાળ કહેવાશે. દરેક અનાજના ભાવ વધશે અને કેટલીક જગ્યાએ અનાજ મળવું પણ મુશ્કેલ થશે. ઢોરોમાં ઉપદ્રવ થશે તેથી ઘણા ઢોરોનો નાશ થશે. મનુષ્યમાં રોગોના ઉપદ્રવ થશે અને તેથી સ્ત્રીઓ અને છોકરાઓના મરણ વધારે થશે. ૭ માસ પછી જે સ્ત્રીઓ ગર્ભધારણ કરશે તે સ્ત્રીઓને વિશેષ કરીને જોડકા છોકરા અવતરશે. મહાત્મા ગાંધીજી અને મૌલાના મહમદઅલીના શરીરે પીડાકારી ઘણી થશે. સોનાનો ભાવ વધીને તોલાના ૩૩ ૩૪ સુધી જશે. ચાંદીનો ભાવ વધીને સો તોલા ના ૧૦૮ થી ૧૧૦ સુધી જશે. ભરૂચ કોટનનો ભાવ ઉંચામાં ઉંચો ભાવ ૮૨૫ સુધી જશે. નીચામાં નીચો ભાવ ૩૯૬ આસપાસ થશે, ઘી, તેલ, વગેરે રસકસ મોંઘું થશે. શેરોના ભાવમાં એકદમ મંદી થશે, ઝવેરાતના ભાવોમાં મંદી થશે. એકંદરે સને ૧૯૨૪ ની સાલ દરેક રીતે દરેકને ખરાબ છે.

૫૯૬

# નંદનવનને આંગણે



એ જેમ્સ એલનનાં By Ways of Blessedness (કલ્યાણ માર્ગ) નાં પુસ્તકનું સુંદર ભાષાંતર છે. ભાષા એટલી બધી રસીક અને લાલિત્યમય છે કે એકને એક વાક્યને ફરી ફરીને વાંચતાં પણ તૃપ્તિ થતી નથી જ્યારે જ્યારે આપણે તેને વાંચીએ છીએ ત્યારે ત્યારે આ સાધુ પુરૂષ પોતાના વિચારોની પ્રતિમારૂપે દેવના ફિરસ્તારૂપે ખડા થાય છે.

ક્રી. રૂા. એક: પોષ્ટેજ અલગ

## ઘટાડેલી કીંમત દસ આનાં

બાર આનાની ટપાલની ટીકીટો મોકલનારને ઘેર બેઠાં પુસ્તક મળશે.

વર્ધમાન એન્ડ સન્સ.

પાયધુની, મુંબઈ નં. ૩.

'નવયુગ' મુદ્રણાલય, [illegible]-સુરત.